ૐ

શ્રી પરમાત્મને નમઃ

# ગીરધર ચરિત્ર,

## નાટકના ગાયનો.

ખાશ મોરબી ગુજરાતી નાટક મંડળી માટે.

રચનાર.
માસ્તર સોમચંદ અમરસી,
તથા
મોરબી ગુજરાતી નાટક મંડળી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.
પંડયા મયાશંકર શીવશંકર.
મોરબી નાટક મંડળીના માલીક.

આવૃતી. પહેલી પ્રત ૧૦૦૦



સને ૧૯૦૬ — સંવત. ૧૯૬૩
શ્રી જગદીશ્વર પ્રીન્ટીંગ પ્રેસ.—અમદાવાદ.

કીંમત. રૂ. ૦-૨-૦

સત્યમેવ જયતે.

# શ્રી ગીરધર ચરીત્ર નાટકના ગાયનો.

સુત્રધાર— ૧

કૃશ્ન નમુ કીરતાર ભજ મન કૃશ્ન નમુ કીરતાર
આ ભવ પાર ઉતાર. ટેક.
જયજય સત્ય સ્વરૂપી શ્રી હરી, સત્ય ગૃહી સંકલ્પ વૃતી ધરી;
અખીલ વિશ્વાધાર. ટેક.
જુગ જુગમાં નીજ ધર્મનુ રક્ષણુ, ભકતોની બાળ પ્રભુ તત્ક્ષણુ;
વંદુ હુ વિશ્વાધાર. ટેક.

નટી— ૨

મોરલીધર બીજધર ગીરીવરધર છો સકળ જગત આધાર,
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી, પ્રભુ એજ રામ અવતાર; માં.
અંતરજામી અવીચળ નામી ઇંદીરાપતી પ્રભુ ગરૂડ ગામી,
સચીદાનંદ નિરાકાર. ટેક.

મીરાંબાઇ— ૩

મેંતો માળા ( ૨ ) મોહનની લીધી કર વિષે,
ગીરધારી વિના કેમ દિન જશે; મેંતો.
બાળ જગતી જુઠી ખાલી વાલુની મુઠી,
ચીત મારૂં હવે તો હરી ચરણુ જશે. મેંતો.
આતન મન ધન અરપણુ ગીરધારી દાશી હું તમનાર.
આ ભવ પાર ઉતારીને વિભુ વગે કરજો વાર;
વનમાળી વીઠલ રૂડા હૃદય વશે. મેંતો.
મીરાં બાઇ કહે પ્રભુ ગીરધરના ગુણુ
હૃદયમા રામ રટણુ રહે ટેક.

સર્વે— ૪

ગોવીંદ હરીભજો કમળાપતી કાપોકષ્ટ કૃપાળુ કીરતારરે હરી.
પ્રહેલાદની પ્રભુ વારે ધાયા પુર્યા છે પંચાલીના ચીરરે હરી.
હરીશ્ચંદ્રરાજા વેચાણો નીચ ઘરે અંતે પ્રભુજીએ કરી સહાયરે હરી.

કીસોરઃચંપા— ૫

જોબનીયામાં ઝુલે સખી તું ચતુરાઇ જાણી તારીરે,
મશ્કરી નહિ કરો બેની મારી હારી હું તમથી હારીરે;
વાહ વાહ સખી કેવી ચતુર સુજાણુ પ્રીત મને માર્યા મોહના બાણુ
કામણગારો કંથ રૂપાળો ચાલી ચતુરા મેલીરે
ગાઓ ગુણ હરી નામના સત્ય સજો શણગાર;
જુગ જુગ આપે જોડલું પતી પત્ની સુખકાર.
ભાવ ધરી ચાલો પુજન કરવા હાર બનાવી હજારીરે,
અલબેલી ઘેલી બની વાહ વાહ;
શું શરમાય શાણી કેવી મધુરી વાણી જોબની.

ચંપા, વિલાસ— ૬

જુવો જોગીના હાલ બને કેવા બેહાલ,
પર સ્ત્રીની ખાતર પાપી બને પાયમાલ; ટેક
વાહ વાહ ચંપા કળી તેરા ગોરા બદન.
ધોળી દાઢીમાં ધુડ નાંખી કર્યો જગત, જુવો.
વાહ વાહ ગુરૂ મારા દીશો છો ખુબ ન્યારા
ચંપા ચતુર પ્યારી જાવું મેં વારી વારી.
મીરાં મોહની મીલાવું તમને હું તત્કાળ જુવે

વારંગનાઓ— ૭

કાનુડે વનમાં લુંટી ઓ બેની પેલે કાનુડે વનમાં લુંટી.
આગળથી મારો પાલવ ઝાલ્યો નાસતા વ્હેની મારી છુટી, *
હાથ ઝાલી મારી બાંય મરોડી તડતડ ચોલી મારી ત્રુટી; કાને.
વનમાળી મુને આવીને વળગ્યા મોતન માળા મારી ચુંટી. કા.

કામપ્રેમઃનાયકા— ૮

આવો અલબેલા પ્યાર મારા.

મધુર વચન મોહની તારા,
વાટ જોઇ બેઠી વાલા વનીતા;
ચીતમાં ચોટી છે આપની ચિંતા,
રોજ રજની રમો પ્યારા. આવો.
તારા વિના તનમાં તલસુ ત્રીયા,
ઘરમાં નથી ગમતનું ઘડી પ્રીયા;
દિલમાં વસી તું દારા. આવો.

વિલાસ રામરતને— ૯

ગુમાનીના ઘેલારે આવરદા તો વહીજશેરે,
હજીરે નરતું ચેતી શકેરે તો એ ચેત; ટેક.
વળીરે વશ કેરે વનીતાને વળગી રહ્યો,
તેમાનું કાંઇ ભજતા ભુલ્યોરે ભગવાન. ગુમાની.
પાંચને પચીસરે પ્રપંચ માગયારે,
આવ્યો તારો સાઇઠ કેરોરે દીન; ગુમાની.
એમને કાંઇ કરતાંરે આવ્યો તારો વાયદો,
પછીએ તારા મુખડામાં પડી લઇને ધુડ. ગુમાની.
ભણ્યાને ગણ્યારે કાંઇ ભવમાં ભુલા પડ્યા,
ભુલ્યા ભલા પંડીત જાણુ સુજાણ; ગુમાની.

કીશોરી— ૧૦

સખી વિરહ તણી વેદના વધી અતીરે,
લાગી લાય મુને અંગમાં અનંગથીરે; ટેક.
મદન મોતથી સતાવે મુને અતી ઘણીરે,
વાત વાલા વિના કહું કોને કામનીરે. સખી.
બાળે વેશ બાળા બાવળી બની ફરેરે,
ઠામ ઠેકાણા વિના કહો ક્યાંથી ઠરેરે; સખી.

કીશોરી, દાશી— ૧૧

છબીલા છેલની છબી મારા મનમાં વશી,
રાખુ રંગમાં રાણાજી હુંનો તમને હશી;
આવો પ્રીય બેટો ઘશી ફિકર ન કરશો કશી (૨) હાં (૪) છબી.

અલબેલી શું આમ અતી અધીર બની જાણી મેં જુગ્તિ તારી.
શરમાય શાનો પ્યારી (૨) હાં (૪) છબીલા.

મીરાં— ૧૨

શું કરવું છે રાણા શું કરવું છે હીરા માણેકને મારે શું કરવું છે,
ધ્યાન તો ધણીનું મારે ધરવું છે રાણાજી; (૨)
વરનો વિઠ્ઠલને મારે વરવુ છે. ટેક.
હીર ચીર મારે કામ ન આવે રાણાજી.
ભગવી ચાદર ઓઢી મારે ફરવું છે. હીરા.
સોનાનો ચુડો મારે કામ ન આવે રાણા; (૨)
અજર ચુડેથી અમર મારે બનવું છે. હીરા.
મોતીની માળા મારે કામ ન આવે રાણા (૨)
તુલસીની માળા પેરી મારે તરવું છે. હીરા.
મેડી મોલાતું મારે કામ ન આવે રાણા. (૨)
ચોરે ચોવટડે હવે મારે ફરવું છે. હીરા.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
સંતને ચરણે જઇ મારે તરવું છે. હીરા.

રાણા-મીરાં ૧૩

રાણાજી પ્યારા વિનંતી ધરો મારી કાન,
મીરાં મોહની સજી લે શણગાર શાર;
શણગાર સુંદર શામળો એ હૈયાનો છે હાર,
ભજન થકી ભુલી ભાન તું ભામની આવાર.
ભજન થકી ભવ તરવાનું નીધાન રાણાજી.
નાહક શીદ તરસાવે છબીલી તુજપર જાઉં બલીહાર,
મદનમોહન ઘનસામ છબીલો ભવજળ તારણહાર,
સાધુ વૃતી તજી થાનું રસીલી પ્રીત થકી કર પ્યારા;
મીરાંનો રાણા મોહન વર ભગવાન. રાણાજી.

મીરાં— ૧૪

તમે ગીરધર (૨) ગોવીંદ મારારે આવજો વારે.
શરણુ તમારૂં શામળીયા અબલાના આધાર,

ભક્ત તણી લેજો બાળ પ્રભુજી વિનવું વારંવારરે. ટેક
કૃપા કરીને કષ્ટ વિદારો અખીલ વિશ્વાધાર,
મંજારીના બાળ ઉગાર્યા નમુ એજ કૃષ્ણ આવારરે; તમે.
મીરાં તે મન વશીઆ મોહન વેલી કરો મુજવાર.
આશરો અબળાને તારો નિરંજન નિરાકારરે, તમે.

વિલાસી— ૧૫

મળશે મીરાં મોહની હવે કયારે મને;
અલબેલી વિના ચિત મારૂં ભમે. ટેક
ખોટી ખટપટ ખુબ ચલાવી બંદા ગયા છે ફંદામાં ફાવી,
ગજગમની વિના હવે નહિ ગમે; મળશે

વિલાસી-ચેલા— ૧૬

આવો આવો અલબેલી ઉમંગથી,
સુખ શાન્તિ પામુ તમ સંગથી;
ભગવા કરી ભોળવી ભામની,
તું તો કામણુ ગારી કામની. ટેક.
અલબેલા જુવો આ ગુરૂ મારા,
સત્યાનાશ એ કયા ગજબ;
કીયાને ધીયા આ ઉભો અલબેલોને આવો ઓરા,
કીયાહે બચ્ચા કીયાહે રામ જાગે ભગવાને જાને હમારે કયા.
હર હર હર હર નારાયણ. (૩)
પ્રભુ પાશે થાશે પાપી શા હાલ તમારા;
બચ્ચા એતો ગમત હર હર હર,
સંગથી વાહ વાહ રંગથી ભોળી દુનિયાને ભરમાવી ઢંગથી.આ.

મીરાં ૧૭

ભાવે ભજુ હું તો ગીરધરલાલજી,
દરપણુમાં દેખું દીન દયાળજી; ટેક.
મોહનજીની મનહર મૂર્તી અંતરમાં વશી શામની સુરતી,
જયાં જોઉ ત્યાં એજ કુંવરજી. ભાવે.
ભોડાણાની બાંય ગૃહી તે સુદામાની સહાય કરી તેં;

વા'રે મીરાંની વેલા આવો વિઠ્ઠલજી; બાવે.

મીરાં કૃષ્ણ— ૧૮

પ્રભુજી પ્રાણ પ્યારા ગીરધર ગોવીંદ મારા
શ્યામ અજર અમર ધામ. ટેક
પ્રીય સખી મારી ધન્ય ટેક તારી, શ્યામ.

## पेहेलो अंक समाप्त.



# અંક બીજો.

---

વિલાસી કપૂરસીંહ— ૧૯

આજ ખુશીનો દિન છે મારો મીરાં મળશે મોહની (૨)
વાહવાહ ગુરૂ ગેરા શોધ્યા ઉપાય સારા.
રૂપરતી સમાન એસોહીની, ( ૨ )
મીરાંને માટે મીઠાઈ મંગાવું ગજરા ગુલાબના હું તો ગુંથાવું
વાહ વાહજી વાહ વાહજી વાહ. આજ.

કીશોરી— ૨૦

બાળે વેશ બાળા બાર વર્ષની મનમાં બહુ મુંઝાયરે,
મદન સતાવે સરત બનીને અનંગ ક્રુર અકળાવેરે,
સ્વામિ વિણ નહિ સુખમાં જાય દિવસ આ વાર;
મોહન મન વસીયા અરે મહેર કરો મોરાર.
આશરો અબળાને તારો પામર હું છુ પ્રાણીરે, બાળે.

દાશી— ૨૧

અતિ આનંદ છે સ્વયંવર વાત સુણીનેરે,
જોદ્ધપુરના કુમાર બોલાવજો ધરીને પ્યાર;
આરોપી વરમાળ નામી શીશ એ ધણીનેરે, ટેક.

કીશોરી દાસી— ૨૨

એવું બોલે શું સખી આ. આ આ,
સાચી વાત કહું છું બા આ. આ;
પ્યારી સખીનો વિસારૂં કેમ પ્યાર,
ભરથાર મળે ભુલે ભાન તું આવાર-તું ધાર તું નાર. ટેક.

મીરાં-સંતો— ૨૩

ગોવીંદ મારા ગીરધરલાલ ગોપાળ,
સંતો બાઇ ભજે કૃષ્ન કીરતાર;

નૃસીંહ રૂપ દીને નાયે ધરીને હરણ્યાકંસકું માર્યો ઠાર,
દુરવાસા ગયા અમરીસ ઘેરે ચક્ર મઠાવી કરી સાર. સંતો.
ભજન હાર ભજનાર હું છું તજન હાર તજનાર,
સુરદાસ સદા પ્રભુ ચરણમાં ઉતારો ભવપાર; સંતો.

મીરાં કૃત— ૨૪

દુઃખ વામી દર્શથી દિન દયાળ ભક્ત ઓધારણ છો પ્રતીપાળ,
ભક્તિ તારી પર જાઉં વારી વારી;
નાથ પધારી કીધી છે આ બારી,
આવો વ્રજનીતા સાથે રમો રંગમાંરે મુજ સંગમાંરે.
તન મન ધન વારૂં તમપર ગોપાલ જુઠી જગત છોડી દીધી આળપંપાળ.
તારી ટેક જોઇએ તરૂણીમેં ધન્ય ધન્ય ધન્ય;
નમુનાથ જોડી હાથ છો પ્રભુજી પ્રાણ પ્યારા.
મીરાંજય જય થશે કળી કાળને કાળ, દુઃખ વામી.

મીરાં— ૨૫

નહિરે બાંધુરે રાણા નામ ન જાણું પરણી મારા પ્રભુને સંગાત,
બીજાના મીંડળ નહિરે બાંધું. ટેક.
ચારે ચારે જુગની રાણા ચોરી ચીતરાવો,
પરણું લીલવડાં માંડવ હેઠ; બીજાના.
ધર્મના ધોરીડાને પશ્ચિમના જાનીયા,
સંતની તું જાનરડી સોંઢાળ; બીજા.
તનના તરાગડાને કરણી વરમાળા.
મંગળ વરતાવે એને ચાર, બીજા.
સતનું કાંકણીયું મારા સદ્‌ગુરૂ બાંધે
કોણ છે છોડાવણ બીજો હાર. બીજા.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
વરતો પામી છું ગીરધર રાય; બીજા.

સંતો— ૨૬

કહો મનડા કેમ વારીએ ઓધવજી કહો મનડાં કેમ વારીએ.
જેરે દહાડાના મોહન ગયા મેલી. ઘડી આંસુડા ઢાળીએ; ટેક.

મોહનજી મથુરાં જઇ બેઠા વશ કીધા કુબજા કાળીએ, ટેક.
ગાળીએ કુવા હોય તો ગીરધારી સમુદ્ર કેપેરે તુ ડાળીએ. ટેક.
કાગળ કૃષ્નનો હોય તો વાંચી એ. કરમ કેપેરે વાંચીએ, ટેક.
મીરાં બાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ શરણે આવે ને ભરીએ; ટેક.

મીરાં— ૨૭

ભક્ત વત્સલ મારો રામ, (૩)
દિન દયાળ એ દીપ્તમાન;
શરણુ મારે એક શામળીયાનું સાચું પલેપલે રટુ એ ઘનશ્યામ ૩)ટેક.—
રામા અવતારે પ્રભુ એ રાક્ષસ રણે રોળ્યા.
એતો મારા હર અભીરામ, (૩) ભકત.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
ચરણ કમળ ચહુ તારૂ શામ, (૩) ભકત.

વિલાસી ચંપા— ૨૮

આંખોના અંધા નજરેથી જોયું ન નિહાળી,
ચોરાશી ફેરા ફરવાનું માથે લીધું વેરીરે; ટેક.
ઉદ્યમ અર્થે અધર્મ કરતા પુંઠ ફળીનો વાળી,
અલ્પ આયુષ આ અવનીમાં છે માયામાં રહ્યો માણીરે. ટેક.
જન્મ મરણને ગર્ભવાસનું એ નવ શકીઓ ટાળી,
માત પીતા જુવતીની સંગે વિસર્યા વનમાળીરે. આંખો.

રાણી— ૨૯

રાણાજી છો રઢીઆળા કરમાં ગૃહો હરીની માળા,
છે સ્વાર્થી સગા સબંધી કાગા કુકર્મી ગંદી;
લોભાણા શું લટકાળા, ટેક.
તમે તજો ગુમાન તમારૂં માની વચન શુભ મારૂં.
છબીલા દીશો છોગાળા, રાણા.

મીરાં-સંતો— ૩૦

આધાર છે અબળાનેરે અંતરજામી અવીનાશી, ટેક.
જમનાને કાંઠે વાલો ઘેનું ચરાવે એતો;
મોરલી મધુર મુખે બજાડે વિલાસી, આધાર.

મોર મુગટ માથે પીતામ્બર તનપર.
કાને કુંડળ શોભે નાથ પ્રવાશી, આધાર.
મીરાં બાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ;
સંત ચરણની હું તો સદા છું દાશી. આધાર.

તુલસીદાસ— ૩૧

રામ રામ ઉરમાં રટો સફળ થાય સંસાર,
ભવજન તારણ ભવપતી ઉતારે ભવપાર;
ધન્ય ઘડી આજની પ્રીતે રીતે પ્રભુજી આવ્યા અહીં,
તુલસીદાસ તણા દર્શનનો લાવ લહી.
રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત,
જેસી જીનકી ચાકરી એસા ઉનકુ દેત.
અતી દુર્લભ છે દેદાર ભકતના આ ભુમી મહી,
સંતમળ્યા શાન્તિ પામી આજ હું મુજ મન મહી;
મહા સતી મીરાં ખરે આ અવની મોઝાર.
દરસનસેં પાવન હુવો સફળ ભયો અવતાર,
સદા હું સંત તણી ચહુ સેવના આ વિશ્વમહીં;
કૃપા નીધી કૃષ્ણનો આધાર મારે સાચો સહી.

રાણા-મીરાં— ૩૨

કુકર્મી કુલટા દુરથા જલદી આ સમે,
મોત તણી તારે માથે ભમે;
ઢોગ કરવા ઢોંગણી શું આવી લાજ કુળતણી તે તો લજાવી.
પાપણી તું ગંદા ફંદામાં ફાવી કૃષ્ણતણી તું મૂર્તી લાવી,
ચાલીજા દુરથા;
કૃષ્ણ ભજો અવર તજો એ જગ પાલક છે કીરતાર.
નીંદા કરે દુઃખ દેહે દમે રાણાજી રાણાજી,
સર્વે કુલતણી આબરૂને હાય હાય હાય;
જય થાય ગીરધર ગોવીંદને પડો પાય.

૧૯-૧૦



મીરાં રાંણા— ૩૩

રાણાજી પ્રણામ રાણાજી પ્રણામ,
અ હા હા હા હા વ્રજદિશે મુનેમા મીરાં જાય છે જયાં ટેક
હાસો થયો તું કુંવરજ મારા નહિ દેખુ કાંઇ પુત્ર હુ પ્યારા,
અ હા હા હા વ્રજ દિશે મુનેમાં.
મીરાં જાય છે જયાં, રાણાજી

## बीजो अंक समाप्त.

---



# અંક ત્રીજો.

વિલાલી:ચંપા— ૩૪

મુરખા ગયો જન્મ આ તારો માથે બાંધ્યો પાપ તણો ભારોરે ટેક.
નામ સાંભળતાં નીંદ્રા જ આવે હરીરસ લાગે છે ખારોરે. મુર.
અમૃતરસને અળગો કરીને વિષના કર્યા તેં વેપારોરે, મુર.
મોહીત થઈને માયા ખરચે તેમ સગાસબંધી કહે સારોરે મુર.
સાધુ દેખીને મોઢું સંતાડે એનો ધુવે છે તું ગારોરે. મુર.
ધર્મના દુત જયારે ધક્કાદેશે ત્યારે નથી એકે આરોરે, મુર.

ચંપા:વિલાસ— ૩૫

ભકતને પીડશે તે નર આ ભવ ભટકીને મરશે;
કુળ તણી તે લાજ ખોઇને અધર્મ આચરશે.
હવે વેગે વૃન્જમાં જાવું પ્રભુ દર્શનથી પાવન થાવુંરે, ટેક

મીરાં— ૩૬

જ્ઞાન લાગ્યું ગોવીંદ કેરૂં ધ્યાન ધરૂં પ્રીતે પ્યારૂં
સર્વ સ્થળે વ્યાપ્ત માન એતો પ્રભુ ગુણનીધાન.
ભાન ભુલી ગઇ શાન પુર્વ જન્મ પ્રીત ભારૂ, ટેક

સાધુ મંડળ— ૩૭

આજ મારે આંગણીએ પેલો નંદનો કુંવર બેઠોજો.
હું ગઇતી જમના જલ ભરવા છાનો માનો પેઠોજો,
ઘરમાં પેસી એવું કીધું માંકડલા બેલાવ્યાજો;
મહી કાઢી મેં આગળ મેલ્યા ખાવા સારૂં આવ્યા જો.
એચીતી મહીયારી આવી હરીની બાવડી ઝાલી જો,
મોઢા ઉપર ગોરસ લોહ્યું ઓળંભા લઇ ચાલી જો;
સાંભળ જે તું જશોદારાણી તારો કુંવર લાવી જો,
બાળક તારે બહુ મસ્તાનો ટેવશી પાડી આવી જો.
કહો જશોદા જુઠા બોલી છબ કરો કંઇ ચોડી જો,

મારો કુંવર કાંઈ ન જાણે બેઠો બેઉ કર જોડી જો;
બાળ જુવે તો પોતા કેરું જોઈને લજા પામી જો,
સૌ ગોપીના માન ઉતાર્યા એવો અંતર જામીને.
એની કળાને કોઈન પહોંચે એની ગતી છે ન્યારી જો,
દ્વારકાના સ્વામિ સંગે અબળા રહી છે હારી જો.

રાણા— ૩૮

સંતોને સંતાપતા પામીશ દુઃખ અપાર,
સતીઆને દુભાવતા કાઢીશ નહિ કંઈ સાર;
જરી વિચારમાં અરે હાં, (૨)
તુજ પાપ કર્મ જો વિચારી.
બીજાની ચાહું બુરી તેજ તારી છે થવાની,
ઈશ્વરને ઘેર ન્યાય છે નહિ તુજ સમ અન્યાય;
સતીઆ સ્વર્ગે વિચરે પામર નરકે જાય,
જાતા કાળ મુખે જીવ વિમાસણ કરવી પડે.
પડતા ફાની હેડ જ્યારે યમદુત આવી નડે, ટેક.

રાણા— ૩૯

ક્રુર નરીએ ક્રુર કર્મ કરાવ્યું મીરાંને દુઃખ અધીક અપાવ્યું,
ભામનીએ ભગવાનની સેવા નીત્ય કરી ગણી મીઠા મેવા;
હાની કરી મેં હાય હરાવ્યું, ટેક.
મહા પાપી હું આ પૃથ્વીમાં બાય ગૃહો પ્રભુ આવીને સામા.
રાણાના કુળને કલંક લગાડયું,

સખી મંડળ— ૪૦

આજ મારે આનંદનો દિન આવ્યોરે,
કીશોરી બાને કંથ રૂડો મન ભાવ્યોરે;
ચંદાવત તો ચતુર સુજાણ દિસે છે રે,
સરખા સરખું જોડું જોઈ મન હરખે છે. રે. ટેક.

રાણા— ૪૧

કોઈ જાઓ જલદી તુજ મહીં મીરાંને લાવે સુધ મહી.

અન નહિ અબળા વિણુ ભાવે એક પળ એક યુગ સમજાવે;
હાય હાય લાગી લાય સુજહૃદયની માંહ્ય,
અતી કર્યો મેં અન્યાય કુકર્મ નડયા આ સત્ય સહી. ટેક.

ગોપીઓ— ૪૨

કપટી કાનુડાના શી આ ઢંગ એના પલે પલે ફરે રંગ, ટેક.
શોકાતુર શાને માટે સખી થાય પ્રીત કરી નવ અળગુ રહેવાય;
જોયા જગજીવનના જંગ, કપટી.
ઘર મુકયું તેં ઘેલી સખી થઇ ગામ આખામાં લાજ તારી ગઇ
શામળીઆનો તજી દે સંગ, કપટી.

કૃષ્ણ-ગોપી— ૪૩

મોહનજી મહી છે આપ તણું આપ તણું મુને હેત ઘણું ટેક.
દીઓ દાણુ મહીનું સત્ય ભણું સત્ય ભણું નહિ તમને ગણું ટેક.
લાલાજી શું આવડો લટકો ઘેલી કરી મુને જ્યાં ત્યાં ભટકો,
અમૃત પાન કરો અબળા તણું; મોહન.
તું તો મહીયારી કામણુગારી ધુતે છે હરનીશ મુને ધુતારી,
આ શું કરો અઘટીત પણું. મોહન.
રંગે રમવા ચાલો રસીલા લીઓ લીઓ જગલાવો છબીલા,
શામળીયાજી શીરતાજ ગણું. મોહન.

રાણો— ૪૪

મીરાં વિના અરે હવે ઘડી ન ચેન મનમાં,
આગલાગી અંગમાં સુખ શાન્તિ નહિ ભુવનમાં;
રહું હું સંત સંગમાં આનંદ થાય અંગમાં. ટેક.

કીશોરી ચંદાવત— ૪૫

રમણીરંભા રમી રહી હૃદય મોઝાર,
પુર્વના પુણ્યે પામી ચરણુ તમ નાર;
સદ્ભાગી હું સલુણી પામ્યો સફળ થયો સંસાર,
ચતુર ચંદાવત આ ચતુરાને મળજો વારંવાર.
ચાલો ચાલો દ્વારકા જઇએ કરી દર્શન પાવન થઇએરે ટેક.

મીરાં દર્શનથી મહા દુઃખ જાયે પ્રભુપાયપડી પાવન થઈએરે ટેક
ભકત આધારણુ નાથ નિરંજન ચરણુકમળ ચિન્ત ચહીએરે આ.

મીયાઃબીબી— ૪૬

મીંયા મેરીઓ મશાણે ફાંકુ તારો હું આજ.
ચાલ્યો રોયા કયા રખડવાને કાજ,
તેરી જાતકી તરકડી છોડદે તોફાન;
માનલે કહા મેરાં તું બી બો જાન.
એક કોડી ન કમાય મુવા માટી,
રોજ કુટું તારા નામની હું છાતી;
પ્યારી જાન વહાલી માન જરા સુનલે તું કાન.
ખાને વાલી હુઇ તું જુતીઆ નાદાન, મીંયા
કહેતો લાદુમેં ગલેકા ટુંપીઆ,
સાડી કસુંબીને સોનેકા રેંટીઆ.
( એમ મીંયા સાહેબ, )
( હાં બી બી સાહેબ; )
ચલો ચલો મેરે પ્યારે મીજમાન.
વાહ વાહ ( ૨ ) મેરી પ્યારી દીલજાન,

મીરાં— ૪૭

સાચુ બોલોને મારા સ્યામરે કાનુડા મોરલીવાળાજી.
આજુની રજનીરે તમે કયાં રમીઆવ્યા ઓલી આંખોમાં
નીંદ્રા ઘેરાણીરે. મોરલી.
પીતામ્બર ચીર પ્રભુ કયાંરે વિસાર્યાં,
ઓલી ધાબરીયું પેરી આવ્યારે; મોરલી.
વાંસલડીરે પ્રભુ ક્યાંરે વિસારી.
એલા વેલણા ચોરી લાવ્યારે, મોરલી.
તમ વિના મારા તનડા તલખે;
ઓલી તનખે કેશર વરણી કાયારે. મોરલી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
જન્મો જન્મ દાસી તારીરે;

મીરાં— ૪૮

જય જય લક્ષ્મીપતી પ્રભુ જય જય લક્ષ્મીપતી.
અધમ ઉધારણ તારણ અકળ છે તુજ ગતી,
નારદ શારદ શીવ સનકાદિ જાપ જપે છે જતી; પ્રભુ.
અકળીત માયા તારી અજર અમર પતી. પ્રભુ.

સર્વે પાત્રો— ૪૯

ભાવધારી જે સાંભળે કથા કીર્તન જગમાંહ્ય,
સંત સમાગમ થકી મળે ભવ તરવાનો ઉપાય;
સૌ નમીએ નમીએ કર જોડીને કૃષ્ણજીને પાય,
આપુણું ખેલ થાય મારી માગીએ સદાય;
ચંદ પ્રભુ ચરણમાંય પ્રીત થકી પડે પાય.

અંક ત્રીજો સમાપ્ત.



# જાહેર ખબર.

---

સર્વ સદ્ ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે અમારા ન ચેના છપાવેલા નાટકના ઓપેરા જ્યાં અમારી મોરબી ગુજરાતી નાટક કંપનીનો મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મંગાવી લેવા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ કૃષ્ણા વિલાસના ઓપેરા | | ... | ... | રૂ ૦—૨—૦ |
| ૨ સતી સુંદરબા. | ,, | ... | ... | ૦—૨—૦ |
| ૩ સતી સરપ્રુઅંદ | ,, | ... | ... | ૦—૨—૦ |
| ૪ બાળયોગ | ,, | ... | ... | —૨—૦ |
| ૫ રાધાકૃષ્ણ ચરિત્ર | ,, | ... | ... | ૦—૨—૦ |
| ૬ રામ ચરિત્ર | ,, | ... | ... | ૦—૨—૦ |
| ૭ વનરાજ ચરિત્ર | ,, | ... | ... | ૦—૨—૦ |
| ૮ ગીરધર ચરીત્ર | ,, | ... | ... | ૦—૨—૦ |

વિનંતી પંડયા મયાશંકર શીવશંકર,

મોરબી ગુજરાતી નાટક કંપનીના માલીક